પુ. ૨૧ મુ.



# શ્રી ગુર્જર-ગરબાવળી.

છપાવી પ્રસિદ્ધ કરનાર

નડીઆદ નિવાસી,

બાઈ મણિલક્ષ્મી શાહ ચુનીલાલ પુરૂષોત્તમ-
દાસની વિધવા-ભાર્યા.

રહેવાસી હાલ મુંબઇની.

દોહરો.

દયા ક્ષમા દ્રઢ ધિરજને, શાન્તિ સત્ય વિચાર;
સ્વરાજ્ય સુખ સાધન સબળ, આચરિએ આચાર.

રચનાર,


## ગાંધી ભાઇચંદ ગોવર્ધનદાસ.

ઠે. ગાંધી પોળ-નડીઆદના.





આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૮ સને ૧૯૨૨


કીંમત અમુલ્ય.


શ્રી લક્ષ્મીવિજય પ્રીં. પ્રેસ ( બ્રાન્ચ ) રતનપોળ નગરશેઠની
મારકીટમાં દેસાઇ રાયચંદ છગનલાલે છાપી-અમદાવાદ.

# શ્રી ગુર્જર ગરબાવળી.

## ગરબી ૧.

કાંતોને સૈયર સૌ સ્નેહ રેંટીયો,
દેશોદયનો દિસે સૂર્ય સમાનજો;
શિતળતા શાંતિ તે શશિ સમ આપતો,
મહિમા મોટો જેનું મહિમાં માનજો. કાંતો. ૧
બાળક કેરી રમત રૂડી એ રેંટીયો,
શિખવે શિશુને સુત્ર તણો મહિમાયજો;
જુવાન જનને આશ્રય અનુપમ આપતો,
વૃદ્ધ જનોનો વિશ્વ વિષે વિશ્રામજો. કાંતો. ૨
સમતા શુભ ગુણ શિખવે સાધૂ સંતને,
વૈરાગીને આપે તત્વ વિચારજો;
સંન્યાસીને સત્ય સુધા સમ બોધતો,
સંસારીનો છે સંસારે સારજો કાંતો. ૩
ગુણનિધી ગરવો ગુરૂ રૂપ રાજે રેંટીયો,
કોટિક જનનું કરતો એ કલ્યાણજો;
ફરતો તે તરતો ને પોતે તારતો,
સમજો તો માનો સખિ સાચી વાણજો. કાંતો. ૪

દંપતિને સુખ સંપતિ હરનિશ આપતો,
રોગી જનને ઔષધ રૂપ ઉપચારજો;
સાધન શસ્ત્ર સબળ એ શાસ્ત્ર આપણું,
સત્યાગ્રહનો શૂરો એ સરદારજો. કાંતો. ૫
સર્વાધાર સુખદ પ્રભૂ સમ એ પોષતો,
ઉંચ નીચ સરવેનાં ઢાંકે અંગજો;
ભેદ ભાવ નવ રાખે ભવમાં ભાળતાં,
શિક્ષણ આપે ઘર બેઠાં સત સંગજો. કાંતો. ૬
ભાગ્ય ભુવનનો સ્વામી સુખકર રેંટીયો,
સ્વતંત્રતાનો મંત્ર મહા મૂલવાનજો;
રિદ્ધિને સિદ્ધિ સૌ એમાં શોભિતી,
મણિ-ચાહે ચિતમાં નિત કરી ગુણ ગાનજો. કાંતો. ૭

## ગરબી ૨.

ભારતનું હિત ચાહો ચતુરા ચિત્તથી,
આ-ભારતના હિતમાં હિત સૌનું હોયજો;
ભારતનું ભાવી છે ભગિની હાથમાં,
બાળપણામાં દે બાળકને બોધજો. ભારત. ૧
કુંમળું ઝાડ નમાવે તે રીતે નમે,
વૃદ્ધ થએ ના વાળ્યું તેહ વળાયજો;
ત્યમ બાળકના હૃદય કમળપર પ્રેમથી,
જેવા પૂરે તેવા રંગ પૂરાયજો ભારત. ૨

વિદ્યા વિનય વિચાર તણાં બી વાવવાં,
દયા ધર્મને સ્વતંત્રતાની સાનજો;
માત પિતા ગુરૂ જનની સેવા આદરે,
સ્વદેશની સેવાનું આપો જ્ઞાનજો. ભારત. ૩
સત્યાગ્રહિનું શિક્ષણ શિશુને શિખવો,
તત્વ તર્કને અર્થ શાસ્ત્રનાં અંગજો;
ચારિત્ર કેરાં ચિત્રો ચિતરો ચિત્તમાં,
ભારત-મણિ ભૂમિ બદલાશે રંગજો. ભારત. ૪

## ગરબી ૩.

સૈયર પ્હેરોની સૌ ખાદી અંગે સ્નેહર્થીરે,
સુંદિર શોભિતી છે સુખકર પુર્ણ પવિત્ર;
તેના તેજ થકી અજ્ઞાન તિમિર અળગૂં થયુંરે,
દશ દિશ વ્યાપી કિર્તિ જેની ચિત્ર વિચિત્ર,
ખાદી ખાંતે ખલકે ખેલે ખૂબ આનંદમાંરે.
સાખી-ખાંતે ખલકે ખેલતી, ભગવતિ ગુણ ભંડાર;
ઉર આપે આનંદ એ વંદૂ વારંવાર.
દેશોદયમાં દિસે દેવી સમ એ દિપતીરે,
કરશે વ્હેમ કુધારા કેરૂ તે ખંડન;
ભરશે ભાવ થકી ભૂતળપર ભારે સંપતિરે,
હરનિશ કરશે એતો સત્ય તણું મંડન.-ખાદી. ૧
સાખી-મંડન કરશે સત્યનું સાથી સૂતર સંપ;
કાઢે કલેશ કુસંપને સંપ વસે ત્યાં જંપ.

ચિંતામણી સમ ચારૂ ચમકે ખાદી દેશમાંરે,
ઘર ઘર હરતી ફરતી ગોરી ગુણલા ગાય;
ધન ધન કહેતી ને લેતી તુજપર ઓવારણાંરે,
દિર્ઘાયુશ ભોગવજે આપે એ આશિષ.–ખાદી. ૨

સાખી–હતી તણાતી બાપડી, મોહપુરે લાચાર;
મોહન મળિયો મલપતો, કરગ્રહિ કાઢી બ્હાર.

મોહપુરેથી ખેંચી ખાદી કાઢી બારણેરે,
આશ્રય ઔષધ આપી કિધૂ શુભ સનમાન;
શાંતિ આપીને સૂવાડી પ્રિતે પારણેરે,
હેતે હૂલાવીને કરતો નિત ગુણગાન–ખાદી. ૩

સાખી–હતી દુરદશા તાહરી, પામી સતિ સતસંગ,
અજર અમર અવનિ વિષે, નૌતમ નિપની નંગ.

ઉત્તમ પદ્ધિ દિન પ્રતિદિને પ્રભૂતા પામતીરે,
ખાદી નગર વસાવ્યું સાભ્રમતીને તીર;
હૈયે હરખે નિરખે સૌ જન પુંજે પ્રેમથીરે,
મણિ–માને છે મનથી ભવની ભાગે ભીંડ.–ખાદી. ૪

## ગરબી ૪.

રાગ–( ગીરીધારી રે વાત કહું તે વિચારો ).

સુણ સજની રે, શિખામણ કહું સારી;
તમે જોજો જરૂર વિચારી.–ટેક
ભારતની રે, ભાગ્ય દશા પરવારી;
કરે રૂદન માત બિચારી.

ઝુલણ–દયા દિલમાં તેની ધારી રે,

કરો શેવા સત્ય સ્વિકારીરે;
થાજો ભારતને ઉપકારીરે,
સખી સમજોરે, સમય તણી બલિહારી -તમે જોજો. ૧

બ્રાહ્મણની રે, સત્તા પણ પરવારી,
ક્ષત્રી બળ હીણુ લાચારી;
ખેડુતની રે, થઇ છે ખુબ ખુવારી,
હિન દશા દિવસ દુઃખકારી.

ઝુલ-થયા વણુજ વિનાના વેપારીરે, ભારતમાં વધિયા ભિખારીરે;
બધો દેશ બન્યો બિમારી રે,
સુખ ત્યાગો રે, સ્વદેશ હિત નરનારી.-તમે જોજો. ૨

ફેશનની રે, ફેંગટ શી! ફિસીઆરી,
તન મન ધનને હરનારી;
સત્યાગ્રહ રે, શસ્ત્ર સબળ ભયહારી,
દ્રઢ ધિરજ ઢાલ તમારી,
જગ જીત્યું રે, સ્વદેશ હિત જયકારી.-તમે જોજો. ૩

પણ કરજોરે, પળ પળ પ્રેમ પ્રસારી,
પ્રાણુની બની બિન દરકારી,
સહી લેજોરે, સંકટ ધિરજ ધારી,
નિજ ચારિત્ર દેજો ચિતારી.

ઝુલ–બળ આત્મ સંયમનું વધારીરે,
હમો હિંદ માતાને હિતકારીરે;
સ્હાય કરશે શ્રી ગિરિધારીરે,
મણિ–મળશેરે, સ્વરાજ્ય શુભ સુખકારી. તમે. ૪

## ગરબી ૫.

સખિ મળીને પાંચ પચીસ, કાંતો રૂડો રેંટુડો;
ભાવે ભજીલ્યો શ્રી જગદિશ, કાંતો રૂડો રેંટુડો. ટેક.
ખટ ચક્કર ખટ આરા જેમાં, તન રેંટુડો કાંતોરે;
ઓહું સોહું માળ શ્વાસથી, ફરતો રૂડો આંટો. કાંતો. ૧
ત્રિગુણ ત્રાક તરવેણી સંગમ, નિકળે તાર અખંડિતરે;
જોગી જંગમ જન સૌ કાંતો, કવિ કોવિદ ને પંડિત. કાંતો. ૨
સૂર્ય ચંદ્ર ગ્રહ નવલખ તારા, તે પણ નિત્યે કાંતેરે;
કાંત્યામાં કલ્યાણ સરવનું, માટે કાંતો ખાંતે. કાંતો. ૩
સ્વદેશ સેવા એ પ્રભૂ સેવા, જેમાં ઝાઝી જુક્તિરે;
અનુભવી જન અંતરમાં જાણે, કાંત્યામાં છે મુક્તિ. કાંતો. ૪
સ્વારથને પરમારથ જેમાં, દયા ધરમને શાંતિરે;
સત્ય શિયળ સંતોષ સદા સુખ, કાંતે ભાગે ભ્રાંતિ. કાંતો. ૫
માન મમત મદ મિથ્યા માની, મોહ તજો તમે મનથીરે;
હરતાં ફરતાં સરવે કાંતો, આળસ તજીને તનથી. કાંતો. ૬
તાર ન ટુટે સૂતર કેરો, સુરતા સ્નેહે રાખોરે;
મણિ–કહે સૂતર એ રસ્તો, સ્વરાજ્ય શુભ ફળ ચાખો. કાંતો. ૭

## ગરબી ૬.

તમે—મુકીને મનની પ્રમાદીરે,
બ્હેની મ્હેરોની ખાદી;
ખાદી મ્હેરે તે શાહજાદીરે,
બ્હેની મ્હેરોની ખાદી.—ટેક.

ખાદી તે આદિ અનાદિ આ દેશે;
દેશની કરતી આબાદીરે— બ્હેની. ૧
વિધ વિધ વસ્ત્ર વધારે છે વ્યાધી,
ખાદી હરે તન બાદીરે.— બ્હેની. ૨
ખાદી વિના બીજાં વસ્ત્ર ઉપાધી;
ખાદી સ્વરૂપમાં સાદીરે. બ્હેની. ૩
શાસ્ત્ર સકળનું છે સુત્ર સૂતરમાં;
ખાદી વગર બરબાદીરે. બ્હેની. ૪
સૂતરમાં સૂતર છે એ રસ્તો;
ખાદી પ્રભૂની પ્રસાદીરે. બ્હેની. ૫
ખાદી તે ખલક તણી મહા દેવી;
ખાદી તે દેશની દાદીરે. બ્હેની. ૬
મણિ—માને મનમાં નિત નેહે;
ખાદી સ્વરાજ્યની ગાદીરે. બ્હેની. ૭

## ગરબી ૭.

આવોને રમવા આજ, સૈયર આવોને રે;
હિંદને મળવા સ્વરાજ્ય, રમવા આવોનેરે. ટેક.

સાખી—રમવા આવો રંગમાં, સૈયર મળી સૌ સાથ;
વંદેમાતરમ્ વદિ મુખે, તમે તાળી ઝીલો બે હાથ. રમવા. ૧
ભરતખંડ ભૂમિ વિષે, ગુણનિધિ આ ગુજરાત;
ચાચર ચોક ચિતે ધરી, પ્રેમે ગરબા ગાઓ દિનરાત. રમવા. ૨
મંત્ર ભણો સૌ મુખ થકી, સ્વરાજ્યનો શુભકાજ;
સ્વદેશ સેવા કારણે, તમે મૂકોને મનથી લાજ. રમવા. ૩
સંપ સજો સખિ સ્નેહથી, કરોને સુખનો ત્યાગ;
ફેસનની ફિસીઆરીમાં, તમે મૂકોને મોટી આગ રમવા. ૪
સાદાં કપડાં પહેરવાં, સાદો સૌ આચાર;
સાદાં શાહજાદાં સદા, એ કહેવતનો લ્યો વિચાર. રમવા. ૫
રોમ રોમ પ્રગટાવજો, સતિ તણું જે શૂર;
સહન કરી સંકટ સરવ, તમે રાખજો દેશનું નૂર. રમવા. ૬
રહે સરસ્વતિ સ્થિર જ્યાં, સાક્ષર તિર સાક્ષાત;
પદ રજ જ્યાં પારસ મણિ, વંદુ માત ગુજરાત. રમવા. ૭

## ગરબી ૮.

ભારત માતા, તુજ તનુનાં સંકટ સૌ સ્નેહે કાપજો;
કરી સુખ શાતા, સ્વરાજ્યનાં સુખડાં શુભ અમને આપજો. ટેક.
સુર મુનિ શિવ વિધિ હરિએ શેવી,
ભૂમિ ભવ્ય નથી ભારત જેવી,
દિલ-દુખ ધર દેશ તણું દેવી. ભારત. ૧

ગુણ ગૌરવ ગૌ રૂપે ત્હારૂં,
પ્રાચિન અર્વાચિન સંભારૂં,
તન મન થર થર કંપે મ્હારૂં. ભારત. ૨
કળિયુગ કર અસિ ધર્મિને મારે,
હાં! હાં! કહી ધર્મ તહીં વારે,
જગ જિવન જગ તુજ આધારે. ભારત. ૩
સતયુગમાં ચારે ચર્ણ વડે,
ત્રેતા ત્રણ, દ્વાપર બે–બગડે,
કળિકાળે એક પગે અકડે. ભારત. ૪
તુંજ પ્રજા પરાધિન રહી રોઈ,
સત્તા મહતા સઘળી ખોઇ,
શૂં? બેઠાં આપ રહ્યાં જોઇ. ભારત. ૫
સત ધર્મનું સંરક્ષણ કહાવો,
ધરી જન્મ ફરી ઝટ અહીં આવો,
કળિમાં સતયુગ જગ વરતાવો. ભારત. ૬
ઓહં—સોહં પદમાં સ્થાપો,
પરતંત્ર તણી બેડી કાપો,
મણિ–સ્વરાજ્ય સુખ શાન્તિ આપો. ભારત. ૭

## ગરબી ૯.

અરજ સુણોરે અભયાવરદાતા, ભારત ભૂમિ મુજ માતારે;
શિવ સનકાદિક ઋષિ મુનિ સરવે, સત્યાગ્રહિ ગુણ ગાતારે. અ. ૧
ભારતખંડ નવ ખંડ વિષે જે, ભુષણ રૂપ ભણાતોરે;
કિર્તિ કોટિક રવિસમ ઝળકે, વિશ્વ વિષે વખણાતોરે. અ. ૨

વિદ્યા વિનય વિચાર વણુજમાં; પંડિત કહાવે પૂરોરે;
ધર્મ ધુરંધર પરદુખ ભંજન, સત વાદીને શૂરોરે. અ. ૩
વિજય વાવટો નભ મંડળમાં, ફર ફર ફર ફરકંતોરે;
પિપળ પાન સરીખો આજે, થર થર થર થરકંતોરે. અ. ૪
પરમારથમાં પ્રાણ તણી પણ, લેશ ન કરતો પરવારે;
આજ અહુરનિશ અનવિણ ઝુરે, પેટ ન પુરૂ ભરવારે. અ. ૫
સત્ય તણી જ્યાં નોબત બાજત, ઘોર ગગનમાં ગાજેરે;
તુંજ કૃપા વિણ અધિક દિસે ત્યાં, ઘોર અંધારૂં આજેરે. અ. ૬
ભરતખંડ ભલપણમાં ભોળો, વસૂધામાં વિશ્વાસૂરે;
સહન કરે સંકટ શી રીતે, આંખે આવે આસૂરે. અ. ૭
તુજ તનુ બળિયો પરવશ પડિયો, જયમ પિંજરમાં પોપટરે;
કર સુખશાતા ભારત માતા, નવ તલસાવો ફોકટરે. અ. ૮
દિન જન જાણી દયા દિલ આણી, કષ્ટ સકળદળ કાપોરે;
પરાધિન પિંજરથી કાઢી, સ્વરાજ્ય શુભ મણિ આપોરે અ. ૯

## ગરબી ૧૦

આવો આવોને સૈયર આજ, રંગે રમવાને;
સદગુણના સજી શણગાર, રંગે રમવાને—ટેક.
પ્રેમ પટોળીને ચૈતન ચોળી, મતિજળ નિરમળ મંજનરે;
અણિયો ચારૂ ચતુરાઇનો, અનુભવ અનુપમ અંજન. રંગે. ૧
ટેક તણી ટીલડી તગતગતી, કૃપા કરણ ફૂલવારીરે;
સેંથો સુંદિર સમજણ કેરો, દયા દામણી ધારી. રંગે. ૨
વાળી વિઠ્ઠલવરની નાકે, હેત તણા ઊર હારરે;
કળા તણાં કંકણ કર ધારી, વિંછુવા વળી વિચાર. રંગે. ૩

શુધ બુધ કેરાં કડાં સાંકળાં, નેપૂર નૌતમ નેહરે;
સત્‌ના સૌ શણગાર સજંતાં, સુંદિર શોભે દેહ. રંગે. ૪
સત્યાગ્રહિ થૈ સજની રહીએ, સત્‌મતિ ચિતમાં ચહિએરે;
સત્‌માં શાંતિ સત્‌માં સંપતિ, સત્‌માં સંકટ સહીએ. રંગે. ૫
સત્‌માં સતિનું શિયળપણુ છે, સત્ય ધર્મ રહો ધારીરે;
સત્‌માં શક્તિ સત્‌માં ભક્તિ, સત્‌નો જય સુખકારી. રંગે. ૬
સત્‌ને સ્હાય કરે સરવેશ્વર, સત્ય વચન મૂખ ભાખોરે;
સત્ય સ્વરાજ્ય સબળ મણિ–મળશે, સત્‌માં શ્રદ્ધા રાખો. રંગે. ૭

## ગરબી ૧૧.

આવોને સખી ગરબે સૌ રમીએ;
વંદન કરી માત ચરણ નમીએ.—ટેક.
સંકટ સહો બ્હેની શિર સાટે,
જપો મંત્ર વાટે ને ઘાટે;
સ્વરાજ્ય હિંદને મળવા માટે.—આવો. ૧
સહ્યાં દુઃખ સિતાએ કેવાં,
તજ્યાં રાજ પાટ ને વન સેવ્યાં.
નથી દુઃખ દીઠાં તમે તેવાં.—આવો. ૨
દમયંતિના દુઃખ તણી કહાણી,
સુણીને આવે નયન વિષે પાણી;
વદતાં થાય બંધ વદન વાણી.—આવો. ૩
સતિ શાણી દ્રૌપદી જે રાણી;
સંકટ સમે ધિરજ મન આણી,
સ્મરણ ત્હેનું સરવ કરે પ્રાણી.—આવો. ૪

કળિકાળે " ગાંધી " ના દેવી;
સંકટ સહ્યાં સત્યાગ્રહ શેવી,
ભારત–મણિ કોટિ બનો એવી.—આવો. ૫

## ચૌદરત્ન વસંત તિલકા પ્રભુ પ્રાર્થના.

હે! વિશ્વનાથ વિભુ વિશ્વ વિષે વિહારી,
આ ભર્ત ભૂમિ પ્રભુ છે વિભુતી તમારી;
પામી પરાધિન પણું બહુધા બિચારી,
આપો સ્વરાજ્ય હરિ હિંદનું હીત ધારી.—૧

લક્ષ્મી રૂપે લલિત ભારતિ દિવ્ય દેવી,
વિષ્ણું વિધી શિવ સ્તવે તવ પાદ શેવી;
મોહાંધ દર્પ ધરિને દમતા મુરારી,
આપો સ્વરાજ્ય હરિ હિંદનું હિત ધારી.—૨

કૌસ્તૂભ શૂભ મણિ ભારત ભૂમિ આ–જે,
સ્વાતંત્ર નૂર વિણ તે હિણ તેજ આજે;
ચિંતામણી સમચકીત કરો સુધારી,
આપો સ્વરાજ્ય હરિ હિંદનું હિત ધારી—૩

તૂં પારિજાતિક રૂપે ભ્રમરે ભરેલી,
કિર્તી પરાગ જગમાં સઘળે ઉડેલી;
ચંપાય! તે પગ તળે પ્રભુ લ્યો ઉગારી,
આપો સ્વરાજ્ય હરિ હિંદનું હિત ધારી.—૪

સૂરા રૂપે સરસ મોહક માત મ્હારી,
પીતાં-દનૂજ દળના મદને વિડારી;
કીધી સહાય સુરને સમતા પ્રસારી,
આપો સ્વરાજ્ય હરિ હિંદનું હિત ધારી.—૫
તું વૈદ્ય વારૂ વસૂધા ધનવંતરી છે,
ઔષદ્ધિ સિદ્ધિ વિધિથી તુંજમાં ભરી છે;
વ્યાપ્યો અસાધ્ય તન રોગ પડી બિમારી,
આપો સ્વરાજ્ય હરિ હિંદનું હિત ધારી—૬
જે ચંદ્રમા સરદનો શુભ સ્વચ્છ ભાસે,
ઢંકાએલો ગગન પુર્ણ નહિ પ્રકાશે;
નાંખો દયાબ્ધિ દળ-વાદળને વિખેરી,
આપો સ્વરાજ્ય હરિ હિંદનું હિત ધારી.—૭
આ ગાય રૂપ વસુધા દુખમાં ડુબેલી,
ત્હારા વિના ગરિબનું નથિ કોઇ બેલી;
દેશે સુધા સમ મહા પય લાભકારી,
આપો સ્વરાજ્ય હરિ હિંદનું હિત ધારી.—૮
સુરેન્દ્રનો ગજ ઘણો મદમાં મચેલો,
ઉન્મત્ત મત્ત પણ બંધનમાં પડેલો;
તાર્યો ગજેન્દ્ર જ્યમ ગ્રાહ થકી મુરારી,
આપો સ્વરાજ્ય હરિ હિંદનું હિત ધારી.—૯
રંભા સ્વરૂપ નિરખી મન મોહ પામી,
આવી વસ્યા સમિપ સૌ દુર દેશ ગ્રામી;

વૃદ્ધા બની દુખ થકી વસુધા બિચારી,
આપો સ્વરાજ્ય હરિ હિંદનું હિત ધારી.— ૧૦
જે અશ્વ સપ્ત મુખનો રવિ યંત્ર હાંકે,
તે શૂં ? અપંગ હમણાં ગતિ ચર્ણ વાંકે;
દેજો દવા દિલ ધરી દિન દુઃખ હારી,
આપો સ્વરાજ્ય હરિ હિંદનું હિત ધારી.— ૧૧
તું તો હળાહળ હતું નિલકંઠ કંઠે,
વ્યાપ્યું બધા ભવ વિષે મનુ ભાવ વંઠે;
યોગિન્દ્ર રૂપ ધરિને શિવ લ્યો સ્વિકારી.–આપો. ૧૨
સારંગ તું હરિધનુષ્ય અભંગ અંગી,
શા ? રંગ આ સર વિના સરભંગિ સંગી;
તુટી ગઇ પણછ કે લિધિ શૂં ? ઉતારી.–આપો. ૧૩
શંખા કૃતી સુભગ ભારત ભૂમિ માતા,
ગંગોદકે પુરિત પાદ પ્રભૂ પુજાતા;
વાગે ! વિભૂ શ્રવણ બ્હેર ગયા છ મારી.–આપો. ૧૪
પીતાં બને અમર અમૃત સૂખ સિન્ધૂ.
આજે અહીં નવ મળે પણ એક બિન્દૂ,
શાન્ત સુધા સમરપો વિભુ શ્રી વિહારી.–આપો. ૧૫
આ ચૌદ રત્ન મય ભારતિ ભાગ્યશાળી,
જાતાં જરૂર બહુ બંધનમાં નિહાળી;
પ્રેમે પ્રશાન્તિ પ્રભુ દ્યો સઘળે પ્રસારી.—આપો. ૧૬

ૐ તત્ સત્ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ: